કોનો બાળકો, કોનેજ દીધું કન્યાદાન. ૧૧ અપરાધ પુરણ ઉતર હકો, તને બાણુરાયની આણ; આ દનેવ તારા પ્રાણ લેશે; મરણ આવ્યું જાણ. ૧૨ વિચાર જાણે જાગ્યાનો, જો પડયો વરાંસે ચુક; સિંહ હોય તો હાંકે ઉઠે પણ દીસે છે જાંબુક ૧૩ બેઉ જણાને જોઇને પાછા ચાલ્યો કાઉભાંડ; કઉભાંડનું વાક્ય સાંભળી, બોલ્યો બળી રાજાનો તન. ૧૪ સાંભળીતામા ચાર લાખ યોધ્ધા મોકલ્યા તતકાળ, તે ઓખાએ દીઠા આવતા પડી પેટમાં ફાળ. ૧૫

રાગ પરજ કડવા ૫૬.

કામનીયે જ્યારે કટક દિઠું, ઓખા થઇ નિરાશ; અરે દઇવ આશુ કીધુ મારા મનમાં હતી મોટી આશ, વાલા કેમ વાલા કેસ વદશો. મારાપાતળીયાભરથાર વાહાલા કેમ ટેક.

અરે પીયુ તમે એકલા, કરમાં નથી ધનુષને બાણ; આ પાપી પીતા કોપીયો, તે લેશે તમારા પ્રાણ. વાલા ૧ આછી પોળી ઘીમાં ઝબોળી, માહે આં બારસ ઘોળી, તમે જમતાને હું પીરસતી, ભરી કનક કચોરી વાલા, ૨ આળોટે પાલાટે અવની પર, રૂદન કરે અપાર; બોલાવી બોલે નહિ, નઇણે વરસે આસુની ધારવાલા, ૩ ઉઠને વળી બેઠી થાય, વદન વીકાસણ વારતા બાણ જ્યારે છુટશે, કેમ શેશો કોમળ શરીર વાલા. ૪ મારા માત પિતાને જાણ થયું ને, કટક મોકલ્યુ પ્રઉઢ, પાપી બાપે કાંઇ નવ જાણું, બાણાસુર મહા મુઢ વાલા. ૫

રાગ ઢાળ કડવાં ૫૭

ઘેલી નારી કાલાવાલા જે કરો તે ફોક; અમો એવુ જુધ કરીએ, તે જાણે નગરના લોક, તું જાણુ પિઉ એકલાને, હાથ નહિ હથિયાર; તારા બાપે ચાર લાખ મોકલ્યા તે મારે મન છે બાર, ૨ તું જાણે પિઉ એકલાને, કર નથી ધનુષને બાણ, એકગદા જ્યારે ફરશે ત્યારે, લેઇશ સરવેના પ્રાણ. ૩ ચિત્રલેહા ચતુર નારી. વીધાત્રીનો અવતાર; આખાએ તે ધ્યાન ધરીયું, આવી માળીઆ મોઝાર. ૪ એવું કહીને જોયુ સજ્યામાં, ગદા તોનવ દીઠી, ચમકિને પુછયું ચિત્રલેખાને અગ લાવી અંગીઠિ ૫ ચિત્રલેહા કહે મહારાજ હું તો ચતુર થઇ નવ ચુકી; મેં જાણ્યુ મુજને મારશે, ગદા દ્વારિકામાં મુકી ૬ અનિરૂધ કહે શાને વઢું; મારે હાથ નથી હથિઆર, ચિત્રલેહાએ નારદ સંભાર્યં, માળિયા મોઝાર ૭ નારદ કહે મુજને કેમ સંભાર્યો, કાઉભાંડ વેરી તન, મહારાજા જુધે ચઢે અનિરૂધ, દીજે આશીરવાદ વચન ૮ આશિરવાદ નારદે દિધો, સોભાગ્યવતિ ઓખાબાઇ; ભલો ભલો પુત્ર પધુમનના, ચિરંજીવી અનિરૂધ ભાઇ. ૯ ભલો તુ પુત્રપ્રદમનનો, વીર ધણો વિક્રાળ, અંતરિક્ષ ઉભો હું જોઉં છું, આણુ સરવનો કાળ. ૧૦ અસ્યા ધણિવારતો બેશી રહયો ને; વાત તણું નહિ કામ બારીમાંથ કરીયો બાંધ; તો બોલ્યું બાપનું નામ. ૧૧ અનિરૂધ કહે શેણુ વઢુ હથિયારન

થિ કાંઇ એક; જોદ્ધાઝાઝાશોર કરે છે, ત્યાંશો કરવો વિવેક. ૧૨ નારદ કહેછે ઓખા
બાઇને, તું આદ્ય જગતની માત, તારૂ સામર્થ હોય જેટલુ, તે આપ સ્વામીને હાથ
ઓખાયે એક ભોગળ લેઇને, કહાડી આવિ ઘરમાંથી બહાર; સ્વામીના કરમ
આપી, તેમાં હજાર મણનો ભાર ૧૪ વીર વિકાશી ભોગળ લીધી, માળીયા
માંથી ધાઇ; ચાર લાખ જોદ્ધા તરવરિયા. તે સામો જુદ્ધાને જાય. ૧૫ ગેડી શુ-
પચી ફરશી તુંબર; છુટે ઝાઝાં બાણ; માળિયાને ઢાંકી લીધું જેમ આભલિયા-
માં ભાણ. ૧૬ આવતાં બાણુ એકઠાં કરીને, પાછાં નાંખે બાળ; ઉંચથી આ-
વી પડે તે, આણે સરવેનો કાળ. ૧૭ ભડાક લઇને ભોગળ મારી અનિરૂધે
જેણી વાર; તે ઝણકારા કરતી આવિ, તેણે કર્યો સંહાર ૧૮ અણીરૂદ્ધ કેરો
માર ઘણો તે; જોદ્ધાએ ન ખમાય; મારી કટક સરવે કટકા કીધું, આપે નાશી
જાય. ૧૯ રહો રહો શા માટે નાસો, કાંથાઓછો! રાંક, હું તમારા કામ આવ્યો
છું, મારો ન કાહાડશો વાંક. ૨૦ અંગ ધુજે કંઇ નવ સુઝે, આવ્યા રાયની પા,
સ; શુ બાણાસુર બેશી રહયોને, કટક થયુ સઉ નાશ. ૨૧ જોદ્ધા સહુ નાશ થ
યાને, ચોરીયે નાઠા સાર; તમને આવ્યો સંભળાવવા. ઘણું કરી પોકાર, ૨૨ ના
નાશ રાજા ભુંગળ આવી, પ્રાણ તાહરો જાય; બાણાસુર પડયો ગભરો, દેવ આ
તે શુ કહેવાય. ૨૩ બીજા રાયે છ લાખ મોકલ્યા, જઇ કરયો સંગ્રામ; મારીબાં
ધી લાવો કહુછુ, ફેડો એનો ઠામ. ૨૪ જેધ્ધા આવ્યા જોરમાં તે કરતાં મારો
માર; છ લાખ આવી ઉભા રહયા, તેના બળનો નહિ પાર. ૨૫ કોઇએક જો
જનને બે જોજનના જોધ્ધા ઊંચાય; કોને માથે શીંગડાંને લોચન ઉદ્દર મોંહોં
ય. ૨૬ શડગ ખાંડાં તુંબર ફરશી, ગોળી હાથે નાળ; તોપ કવચ રણ ભાલો
બરછી. મુદગરને લીડી માળ. ૨૭ સાંગ ખેડી ગુપતી ગદાને ઝળકતા તરવાર
બાણાસુરના યોધ્ધાન, કરતા મારોમાર. ૨૮ કાંઇક કુમ્બરઘાના થયાને, કંઇક કાક
ડકાય; કુંભસ્થળ કાટી ગયાને, પડયા પૃથવી માંય. ૨૯ અનિરૂધે પછી વિચા-
રયુ, ગદા પડી છે સરણ; જેધ્ધા આવ્યા જોરગાં તે, કેમ પામશે મરણ. ૩૦ પછી
પડતુ મુકયુ પૃથવી ઉપર, ગદા લીધી હાથ; કાળચક્રની પેરે વીંઝે, સઉ સંહા
રક શાથ. ૩૧ કોઇ જોધ્ધાને ઝીકી નાંખ્યા, ઝાલ્યા વળતી કેશ; કોઇને અડબે
ટ મુકીયે, કોઇને પગની ઠેશ. ૩૨ કોઇના મોઢાં ભાગી નાંખીયાં, હાથની લપડા
કે; કોઇરે મારી ભુકો કીધો, ભુંગળને ભડાકે, ૩૩ એમ હુલ્લડ કરયુને ત્રાસ પ-
ડીયો, ભુંબોરણ બહુ થાય, છ લાખ ચકચુર કરીને, ગયો માળિયા માંય ૩૪
નાઠા જોધ્ધા જાણે ગયા જહાં છ બાણાસુરરાય. નાશ રાજા ભુંગણ આવિ, પ્રાણ
તારો જાય ૩૫ નોહે નોહ કાંઇ નાહાના કુંવર, દિસે કોઇ બળિયો; ઘણી વા
રનો જુધ કરે છે કોઇનો ન જાય કળિયો. ૩૬ કોભાંડને તેડાવી પુછયું હવે શું
કરશું કાજ; આટલે છોકરે નાસું જેવરાવ્યું, ધીક ધીક મારૂ રાજ. ૩૭

રાગ બિરાગ કડવાં ૫૮,

મતવાલો મહાલે માળમાં, જઇ જોધાએ સભામાં સંભળાવ્યું; કૌભાંડને પકડીઓ કાળ, મતબાલો મહાલે મોળમાં ટેક. ૧ જુગ જીત્યું પણ કાંઇ નવ દીઠું, સ્વર્ગ મ્રત્યુ પાતાળમાં કહો કઉભાંડ હવે શું કરવું, મારો ભાગ્યો ભાર ભુપાળમાં મતબાલો. ૨ સહુ સેન્યાનું સામરથ ભાગ્યું, બહુ બળ દીઠું છે બાળમારે; દસલાખનોતો દાટજ વાળ્યો, હજી છે વઢવાની ચલમાંરે. મતબાલો ૩ કહો પ્રધાન હવે શી વલે થાશે, બાણ પડયો, જંજાળમાંરે રાતમાં જઇને રોકી રાખો નાસે પ્રાતઃકાળમાંરે. મતબાલો, ૪ વિખિયાયે વળગ્યો તે નહીં થાય અળગો. જેમ માખી મદ જાળમાંરે. બાળક બકરીને શાને ઓશારો, તેને જોવ શાહનો ફાળમાં. મતબાલો. ૫ એ બાળકને જે બાધી લાવે. તેયે વધાવુ રતના ભરી થાળરે; સીંહપણું વેરાઇ ગયુંને થયું સંગરામ શીયાળરે, મતબાલો. ૬

રાગ સોરઠ કડવાં. ૫૯

કઉભાંડ કહે તું સાંભળ રાજા કહું એક સાચો મર્મ; ભોંગળે દસ લાખ મારયા, તેઓ ન રહયો તારો ધરમ. ૧ અચરજ એક લાગે છે મુજને પડી અચંબ વાત એક ભોંગળે દશલાખ મારયા, કીધો મહા ઉતપાત, ૨ પુરવેમેં તને પ્રિછ્યો અહંકારે થયો તું અંધ; અહંકારે લંકા ગઇ, રણ રોળાયાં દશ કંધ ૩ અહંકાર ચંદ્રમાયે કરયો તેને રોહીણીશું સંજોગ છવીશ નારી પરહરી માટ ભોગવો ખઇરોગ. એવા અહંકાર હું અનેક કહું તું સાંભળને ભુપાળ વાક કોઇનો કહાવીયે નહિ, પણ ફુટયું તારૂં કપાળ, અહંકાર તુજ બાપે કરયો જેણે જીત્યા દસ દીગપાળ; વામન રૂપ વિઠલે ધરિને; બળી ચાંપો પાતાળ. ૬ અહંકાર કોઇનો છાજયો નહીં ગરવ ન કીજે રાય; ગરવ કોઇનો રહયો નહીં તમે વિચારો મનમાંય. ૭ પેહેલી ધજા ભાગી પડી; વરસ્યો રૂધીરનો વરસાદ; નક્ષત્ર તુટીને પડ્યું ને થવા માંડયો ઉતપાત. ૮ હવે તતબર થઇને સેનચી સભાળો. રાય બેઠાનું નહીં કામ; દસ દશા તું જીતીને આવ્યો, છોકરે બાળ્યુ તારૂ નામ. ૯ રાય પેહેલો મે તુજને પ્રિછયો, પ્રતાપ તારો પ્રતક્ષ; આ સમે એ વીલોકતામા, ઉદય પામ્યો અસ્ત. ૧૦ સ્વર્ગ મ્રત્યુ પાતાળમાં, કહેવાયો તું એક; તરણાવેત તુજને કરયો, એ છોકરે વાળીયો છેક. ૧૧ વચન એવું સાંભળીને રાયની ગઇ છે શુધને શાન; સ્થીર અંગ દેખી રાજાનું, પછી બોલિયો પ્રધાન. ૧૨ કઉભાંડ કહે તુ સાંભળ રાજા પ્રાક્રમ તારૂ પ્રચંડ; શશા ઉપર સીંહ અખાડ છે, તેમ પ્રથ્વી કરૂ શત ખંડ. ૧૩ કહોતો અને બાંધી લાવું, એમાં તે કેટલું કામ; શોણીતપુરના સુભટ કેરા, વદન ટાળુ શામ. ૧૪ રળીઆત થયો રાય વચન સાંભળી; આપ્યા સહુ સણગાર; તું મારો વડો બાંધવ. આ તારો સરવ ભંડાર. ૧૫ જાઓ વિર તમ વેગે જઇને. કરિ આવો શુભ કામ વધામણી

વહેલા મોકલજો; પેલા શતરૂનો ફેડી ઠામ. ૧૬ વચન શીશ ચઢાવીને ઉઠયો
તેણે કીધો સણુગાર, સેન્યા સઘળી સજ કરી, તેનિ સોભાનો નહીં પાર. ૧૭
મહા મોટા ગજ ગીરિવર સરખા, મગદળીત કહેવાય, હિરા માણેક રતન જડીા
ત અંબાડી, તેનિ જ્યોતે રવી ઢકાય. ૧૮ સુર્યવંશીને સોમવંશિ, પાખરિયા
ઠહેકાણ; મોરડે મોતિ જડિત તેને, હીરા જડીત પલાણ. ૧૯ અનેક અશ્વર
રીયા આગળ, ગણતાં ન આવે પાર; અનેક પાલખીરથ ઉચ્ચાસને, તેને સુભટ
થાય અશ્વાર. ૨૧ નગારાંનો તો ઘોશ વાજે, શરણાઇયોનાં તુર, સેન્યા સગાળ
પરવરી, જાણે સાગર આવ્યું પુર ૨૨ નાળ ગોળા કવચ ભાથા, કરતા મારો મા
ર; માળિયા આગળ ઉભા એટલે, ઓખા કરે વિચાર,૨૩ સ્વામી તમારા મન
માં આવેતો, કહુ વિનતી આજ; ચિત્રલેહા દ્વારીકાં લઇ જાય તો સાજે સ..
ણું કાજ. ૨૪ વચન સુણીને જવાળા લાગી, ચઢી અનીરૂધને રીસ; ચરણ કેરા
આંગળાથી. જવાળા લગી. સીશ. ૨૫ યુધ વિશે સનમુખ ન રહુ તો, લાજે
મારો વંશ. બાણાસુરને અણીપેરે મારૂ. જેમ કૃશ્ને મારયો કંસ. ૨૬ એવા મહે
જોધા આવ્યા દેવા લાગ્યા ગાળ; કરોધ ચડયો બહુ કામ કુંવરને, કીધિ ઇચ્છા
દેવા ફાળ. ૨૭.

વલણ.

ફાળ દેઇ અંત લઉ, હોકારો જવ કીધોર;
ઓખાએ અનિરૂધ માળિયામાં, ઉચકી લીધોરે.

રાગ ભુપાભ કડવાં ૬૦

ઓખા કહે કંથને એમ ન કીજે, બળિયાશું વઢતાં બીજે; એ ઘણાને ત
મો એક જાતે, સૈન મોકલ્યું મારા તાતે દૈતને વાહન તમા પાળા, એ કઠણ
ને તમો સુંવાળા; એને તાપે કવચને બખત્તર, તમારે અંગે પીતાંબર દૈતને
સાંગ્યને બહુ ભાલા, પ્રભુ તમો છો કાલા માલા: આતો મસ્તાન બહુ બળિયા
તમો સેકોમળ પાતળિયા. પહેલું મસ્તક મહારૂ છેદો, સ્વામિ પછી અસુરનેભેદો;
તમારી દેહ દેખીને હું તો મોહુ; ને તે જુધ કરતાં કેમ જોઉ, મુવા દૈત્ય કરે છે
હોકારા; પ્રભુ: પ્રાણ; કંપે છે મારા; ઇચછા અંતરમાં પેઠી, મુવાદૈત્યેં માળિયું લી
ધું લુટી, ઘણુ ક્રેધી છે બાણ, હાકે ઇંદ્રનું જાય એશાન; જગસ્થલે તાતાની
હાકે, બાણ સૈન્યા ચઢાવી છે ચાકે, જોણે નામે તે મેરૂ હાલે. ચક્રધારી સરખે ત
નવ ચાલે; ક્ષત્રી સાથ રહે છે બીનો, તમો કોઈ પેરે એને જીતો મંત્રી રહયો છે
દંતજ કડડી; શું ધાઓછો મરડી મરડી; કંથ કહે ન કરૂ સંગરામ, નાશા પેઠા
નો કીધો ઠામ. હવે જીવતો છુટવું નહીં, સૈન્ય સઘળી સામી થઇ; નથીઉગર-
વાનો ઉપાય, ત્યારે ભય પામે શે થાય. નાઠે લાંછન લાગે કુળમાં, છે શામને
લાછન સુળમાં મહુ વરવાજે મણીધર ડોલે. ન ડોલે તો અળશીયાં તોલે. ધન
ગાજે કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ; ક્ષત્રી સોઢે દેખીને દળ

ન સેઠે તો જાણવોવીંછળ હાકે વાઘ. ૧ માંડે કાન, ન માંડેતો જાણવો સ્વાન;ધ
રમા કો રહે પેશી; નો ચરણ વિનાનો રહે બેશી, એમ કહીને ઓખા અળગા
કીધિ, ભડ ગાજ્યોને ભોંગળ લાધી; અસુર સેન્યામા જઇને અડિયો, છજેથી
કરીને હેઠે પડીયો. જેમ ચંદ્ર પેસે વાદળમાં, તેમ અનીરૂધ પેઠો દળમાં; વાદળ
ચંદ્રને જેમ વીંટી, તેમ અનિરૂધને લીધો વીંટી, અસુર કહે એ માનવિ કશુ,
બહુ સીંહમાં બજાણું વશું; જો મુગટ મિત્રને ચરણે ધરે, તો તું મ્રત્યુ થકી ઊ
ગરે, તેનાં વાકય એવાં સાંભળિ, અનીરૂધ ધાયો હોકારો કરી; નાંખે ઉચર ખા
ડાં મુદગલ: તેમ વિશ્નુ ભોંગળ. વાસ સહસ્ર અસુર સૌ તુટયા એકીવારે બહુ
છુટયા; અયુધ ધારા રહી છ વરસી; છુટે પરઘ અયુધને ફરશિ. થાય દા-
ન્દ ટોળે ટોળા, વરસે ભીડિ માળને ગોળા; બોલે દુંદભી ગડગડાટ, થાય ખાં-
: તણા ખડખડાટ, હાક હસ્તીને પાડે ચુસવાટે, રથ ચક્ર વીજે ગડગડાટ;હો-
ય હય ઘણા હણહણાટા દેખી દોહલો નાથનો ઘાટ. થાય ઓખાને ઉચાટ, દેખે
દોહલો નાથનો ઘાટ, પછી દાનવનો વાળ્યો દાટ; અનિરૂધે મુકાવી વાટ કોઇ
ઝીકયા ઝાલિ કેસે, કોઇને ઊડાડ્યા પગની ઠેસે, કોઇ હણ્યા ભોંગળને ભડાકે,
કોઇનાં મોં ભાંગ્યાં લપડાકે. કો ને ભાલા વાગ્યા બચ, કોનાં નાક વઢાયાં ટચ;
કોઇ અદકચરા કોઇ પુરાં, મારી સેન્ય કરયુ ચકચુર, તે રણમાં ભયાનક ભાસે
બળ દેખી ઓખા ઊલાશે; મેતો આવડુ નહોતુ જાણ્યું, ચીત્રલેખાએ રત્તનજ
આણ્યું. થાક પ્રશેવો અનિરૂધને દીલે, નાથ અવિરમાં ઝીલે, ભડ ગાજ્યુનેપડ્યુ
ભંગાણુ; નાઠોકૈભાંડ લેઇને પ્રાણ. થઇ બાણાસુરને જાણ; પુરૂષ વાળ્યો ઘાણ;
અસુરને ચડીયો બહુ કોપ; સજયાં કવચ આયુધને તોપ. વાગી હાકને ચઢીયો
બાણ; તેતો થઇ ગઇ ઓખાને જાણ. વલણ.

જાણ થયું જે તાત ચઢીયો, કોણ જીતશે સહસ્ર હાથરે;
ઓખા આંખ ભરતી રૂદન કરતિ, પછી સાદ કરતી નાથનેરે.

રાગ સામગ્રી. કડવાં ૬૧

મારા સ્વામી હોય ચતુરસુજાણ બાણુ દળ આવ્યુંરેજાદવજી, દીસેસેન્ય-
ચારે પાસ હવે શું થાશેરે જાદવજી; એતો બળીયા સાથે બાથનાથ કેમ ભીડ-
રે જાદવજી, સામો દઈત્ય છે કુપાત્ર માટ હારીને હીંડોરે જાદવજી. આ દળ આ-
વીયું બળવંત, દીસે શાતરે જાદવજી. એકલડા અસુરને મુખે, રખે તમે
જાતારે જાદવજી; આ ગજ આવે બળવંત, દંદ કેમ શેહેશોરે જાદવજી, અસુર,
અરણુ બચાય તાણીતી જાશેરે જાદવજી, એવું જાણીને ઓસરીએ, ન કરીયે
કરોધરે જાદવજી. એકલડાનો આશરો શાનો, માનો પ્રતિબોધરે જાદવજી; ધી
રા થાઓને ધાઓ, વઢો તો ક્ષસુર જાદવજી; માહરી ફરકે છે જમણી આંખ
વરસે છે આસુરે જાદવજી; મુને ત્રીરસ લાગે ઝાંખો, ભોંગળ હેઠી નાંખોરે જાદ-

વજી. હું તમને સમજાવું આ વાર, વચન મારૂં રાખોરે જાદવજી; તમો મુજ દે હલડીના હંસ, મુકોને જુધરે જાદવજી. પાછા વળોજી લાગુ પાય; માનો મારી બુધરે જાદવજી; વેલા દિસેછે ધરૂણી, તારૂણી આશા ટેવરે રાણીજી. અમો બાણ થકી ઓસરશુ તો કરશુ શેવરે રાણીજી. એના છેહુ હાથ હજાર, કાળ સંહારૂ રે રાણિજી; અનીરૂધ રથ થકી ઓસરે તા, લાજે શ્રી ગોપાળરે રાણીજી. હવે અંત આપણો આવ્યો, હવે નાઠે આળરે રાણીજી.

વલણ.

નાઠે આવે આળ; નવ કીજીયે ઉપવાદરે;
કહે પ્રેમાનંદ, ઓખાબાઇ, અનિરૂધને કરયો સાદરે.

રાગ વેરાડિ કડવાં ૬૨

ઓખા કરતી કંથને સાદરે. હો હઠિલા રાણા; એ શા સાહુ ઉનેમાદ, હો હઠિલા રાણા. ૧ હુંતો લાગુ તમારે પાય, હો હઠિલા રાણા. આવી બેસો મળિયા માંય, હો હઠિલા રાણા. ૨ હુંતો બાણને કરૂ પ્રમાણ, હો હઠિલા રાણા, છે કાલાવાલાનું કામ, હો હઠિલા રાણા. ૩ એતો બળાયા સાથે બાથ રે હો હઠીલા રાણા; તેતો જોઇને ભરીયે નાથ, હો હઠીલા રાણાં. ૫ એતો તરવું છે સાગર નીર, હો હઠીલા રાણા, બળે ન પામીએ પેલી તીર, હો હઠીલા રાણા ૫ એતો ભેદે તમારૂ ગાત્ર હો હઠિલા રાણા; સામા દઇત્ય છે કુપાત્ર હો હઠિલા રાણા ૬ મને થાય છે માન શુકને હો હઠીલારાણા; મારૂ ફરકે છે જમણું લોચન હો હઠિલા રાણા. ૭ મારો મોતીનો તુટયો હાર, હો હઠિલા રાણા, ડાબે નેત્ર વહે જળધાર, હો હઠિલા રાણા. ૮ દીશે ગગને ઝાંખા ભાણ;હોહઠિલા રાણા. દીસે નગરી તે ઊજડ રાનહોહઠિલા રાણ. ૯ રૂવે વાયસગાયને સ્વાન,હો હઠિલા રાણા. એવા માઠા થાય સુકન, હો હઠિલા ૧૦ હુતા ધુજતી દેખુ ધરણ હો હઠિલા રાણા. એતો સાગર શોણિત વરણ હો હઠિલા રાણા. ૧૧ આવ્યા અગણીત અસ્વાર હો હઠિલા રાણા; માંહે માંહે થાયછે હોહોકાર, હો હઠિલા રાણા. ૧૨ દુંદભીવાગો ધાય, હો હઠિલા રાણા; એતે સેન્યા તમેપર થાય, હો હઠિલા રાણા. ૧૩ ઓ આવ્યુ દળ વાદળ, હો હઠિલા રાણા; ઓ ઝળકે ભાલાના ફળ હો હઠિલા રાણ. ૧૪ પાખાર બકતર પેહેરયાં ટોપ હો હઠિલા રાણા; દઇત્ય ભરાયા આવે કોપ હો હઠિલા રાણા. ૧૫ ઓ વાજે ઘુઘર માળ, હો હઠીલા રાણા અશ્વ દેતા આવે ફાળ હો હઠિલા રાણા. ૧૬ એતો સુરવાર મહા કાળ, હો હઠિલા રાણા; હવે થાશે કોણ હવાલ; હો હઠિલા રાણા, ૧૭ નાથ જુવો વિચારી ગગન, હો હઠિલા રાણા; જુધ રહેવા દયો રાજન, હો હઠિલારાણા ૧૮ જો લોપો મારી વાણ, હો હઠિલા રાણા; તમને માત પિતાની આણ હો હઠિલા રાણા. ૧૯ આવ્યો બીજુ તે પ્રલયકાળ, હો હઠીલા રાણા મેઘાડમર છત્ર વિ

શાળ, હો હઠિલા રાણ. ૨૦ વલણ.

મેઘાડમર છત્ર બિરાજે, ઉલટી નગરી બધરઃ;
અગણીત અસવાર આવીયા, તેણે વીંટી લીધો અનિરૂધર.

રાગ સીંધુ કડવાં ૬૩

આવી સેન્ય અસુરની, અનિરૂધ લીધો ઘેરી; કામ કુંવરને મધે લાવ્યા વીંટી વળીયા ચોફેરી. અમર કહે શું નીપજશે, ઈછા પરમેશ્વરી; રીપુ ગજના જુદ્ધ માહે, અનિરૂધ લઘુ કેશરી બાણરાયને શું કરૂં. જે ભોંગળ ધરી હોકટ; વેરી વાયવ કોટી મળયા, હવે કેમ જીવશે પોપટ, બાણાસુરે સુભટ વારયા નવ કરશો કો ઘાત. વીંટી ચોરસ સહુ મળીને, હું પુછુ એને વાત, માળીયેથી ઓખા બાઇયે રૂદન મુકયું છોડી; પીતાપાશે જોધ સરવે હાથ રહયા તે જોડી બળવંત દિશે અતી ઘણું સેન્યા બીહામણી; પવન વેગે પાખરીયા તે રહ્યા હણહણી. આદળ વાદળ કેમ શેહેશો, ઓ સ્વામી સકોમળ, અરે દઈવ હવે શુ થાશે, પ્રગટ કામના ફળ, દેવનાં કીધા દઇત મુવા; તેને દયા નહી લવલેશ; કાચા વયમાં નાથજીને નહીં આવ્યા મુછને કેશ; ચાર દીવસનુ ચાંદરણું, કર ચડી ગયુ વહા; આ જોધા પીઉન મારશે, દેવડા જાતુ નહીં. અરભક તમારે એકલો, તેને વીંટી વળ્યા અસુર; એવુ જાણીને સહય કરજો, ઓ સમળીયા સુર. કષ્ટ નિવારણ કરનજી, હું થઇ તમારી વહુ જો આંચ આવશે તમ પુત્રને, તો લાજશે જાદવ સઉ; પ્રજાના પ્રતીપાળ છો, તમા પનોતા મોરારી સંભાળ સરવની લીજીયે, નવ મુકીજ વીશારી; અમને તો પણ આશા તમારી, અમે તમારાં છારૂ, લાજ લાગશે વરદયને, કોઇ કહેશે કાળુ ગોરૂ. પક્ષી પલાણપ્રભુજી; પુત્રની કરવા પક્ષ, ભગવાનને ભજતી ભામીની ભરથાર છે રિપુ મધ્ય મુખ વક નેત્ર બીહામણા; મુખ મુછો મોટી મોટી, તેવા અસુર આવી મળ્યા, એકે સંખને સપ્ત કોટી દળ દાવળ સેન્યા ઉલટી; મધ્યે આણ્યો અનીરૂધવીર, વીંટાયો વેરીએ, જેમ મક્ષીકાયે મધ. ધનુષ્ય ચઢાવ્યાં પાંચશે, બાણ બહુ ચઢાવ્યાં બાણ; ગાયે ગુણીજન ગર ગદે બહુ ગડગડે નિશાન. અંતર અરભક એમ વિંટીયો તેમ શોભે છે ઇંદુ, લઘુ જેમ ઉલટ ધશીને, લીલાટે સ્વેત બીંદુ- લઘુ કુંજરની સુંઢ સરખા શોભે છે બે ભુજ; સરાસન સરખી ભરગુટી, નેત્ર બે અંબુજ; ત્રણ માત્ર જે વધધતો નથી, બાણનો જે બાહુ; અનીરૂધ અસુરએવા શોભે, જેમ ચંદ્રમાને રાહુ, આવી જોયુ વક દ્રષ્ટે. મુછો મોટી મોટી ચક્ષ વપુ સોભાવે મુજ વલાને. કેશ રૂપનુ છે વક્ષ; આ સમે કહોવાડો અથવા ભોંગળ ને ધાર; અયો ટાળુ સંસારને ઉતારૂ એનો ભાર, શુ વપુ બાણનુ બાલવ છો માહે સરપના સાથ; કે પેટમાં પુરવજ વસે છે પીંડ લેવા કાઢે છે હાથ. કાષ્ટનં

કે લાખના એણે ઘડીને ચોઢયા કર; અથવા કોઇ પક્ષી દીશે છે, એણે વખેરયાં છ પર. ત્યારે હસતુ આવ્યુ બાણને, એ શુ બોલે છ બાળ. કઉભાંડને કહે સાભળો એ તમને દેછે ગાળ. બળિ સુર અંતર બળ્યો તે, લોકમાં બળવાન; શું કરૂ જો લાંછન લાગે નહિતો વિધી દઉ કન્યાદાન, સુભટ નાકટ રાય આવ્યો, બોલિયો બહુ ગરવ; નફટ લંપટ નથી લાજતો, વિંટાયો હણવા સરવ કુલ, લજામણો કોણ છ, તસ્કરની પેઠે નિરલજ; અપરાધ આગળથી કેમ ઉગરે જેમ સાહ આગળથી અજ, જંગલી આવા ચઢયો, કાંઇ કારણ સરખુ ભાસે સાચુ કહે જેમ શીશ રહે, તજ બાળક રહે વિશવાસે કોણ કુળમા અવતરયો, કોણ માત તાતને નામ, અનિરૂધ કહે વિવાહ હવો, હવે પુછયાનું શું કામ, પીતરૂ પીતામહ પ્રસિદ્ધ છે, જેનો દ્વારીકા સંસાર છોડી છત્રપત્રીના વરયો, હરે ચતુર મન વિચાર, વઇશ્નવ કુળમાં અવતરો,મારૂ નામ ત અનિરૂધ; જો છંડશો તો નગરી બધી. નાંખીશ સાગર મધ્ય. બાણાસુર સામુ જોઇને, કઉભાંડ વળતુ લાખણી ચોરી કરી કંન્યા વરયો તે,કોણ વઇશ્નવપાખે,પુત્ર જાનો કૃષ્ણ નો પછી બાણ ધર્યા છે કર; નીચવરો કંન્યા વળી, દઇવ મારૂ બેઠુ વર. રીસેડાક; ધુણાવીને, ધનુષ કરમાં લીધું બાણાસુરે યુદ્ધ કરવાને; દળમાંહુદભી દીધું. ૩૫

રાગ ગોડી કડવાં ૬૪

અસ્વ કુંજર રથ ભાથા ભરી, આવ્યો બાણાસુર વેગે કરી; જોદ્ધાને નવ માએ સુર, ચઢી આવ્યુ જેમ સાગર પુર. ૧ વાગે પંચશબ્દ રણતુર, મારી જો મા કરતા કકસુર. બાણાસુરનાં છુટે બાણ. છાઇ લીધો આભલીયા ભાણ. રણ સુભટકટક દળ બેગા બેળ. જેમ કાપે કોહાડે કેળ, આવ્યા એટલા ઢળાણી ઢળ્યા, તેમાં કોઇ પાછા ન ફરયા. ૩ આવી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડીને ચીશ; બાણાસુર ઉપર ભોંગળ પડી; ભાગ્યો રથ પડ્યો કડકડી. ૪ રાયની ગઇ છે શુધ ને શાન, ભાગ્યું કુંડળ છેદયા કાન; પાછો લઇ ચાલ્યો પ્રધાન, ઘેર જતાંમાં આવી શાન, ૫ પછી બોલે છે રાજન. સાભળો મારા પ્રધાન, હાય હમણાં ભોંગળ આવશે, જાણુ છુ જે જીવડો જશે ૬ પ્રધાન કહે કયાં થયા અજાણ, કયાં ગયાં મહાદેવનાં બાણ મેલે તો થાય કલ્યાણ આકૃણીએ બંધાશે પ્રાણ. ૭ તે લઈ બાણાસુર પાછા ફર્યો, તે ઉપર માળીએ સંચર્યો; અનિરૂધે વિચારી વાત, હવે હું બે જોડું હાથ. ૮ શીવનું વરતતે સાચુ કરૂ, વચન એનુ સુસ્તક ધરૂ અનિરૂધે બે જોડયા પ્રાણ. બાણાસુરે મેલ્યું બાણ. આકૃણીએ બંધાઇ પડયો. ઉપરથી પરવત ગડગડયો; લાતો ગડદા પાટુ પડે, તે દેખીને ઓખા રડે ૧૦ ત્યાંથી મનમાં વિચાર કરયો. અનિરૂધને લેઇ સંચરયો માળિયે રતા કુંવરને લેઇ જાય, ઓખા રૂવે માળિયા માંય. ૧૧

રાગ રામકળી કડવાં ૬૫

મધુરેને સાદેરે રરહો, ઓખા રૂવે માળિયેરે હાબાઇ મારા પેઉને લેઇ જા

ય, સખી મારી વતીતો નવ ખમાય હમણાં કોઇ કહેશેર રેરેહો, પિઉજીને મારીયારે. ૧ બાઇ મારા પલા ત ભવનાં પાપ; બાઇ મારે આવડો શો સંતાપ શે નથી મરતો પાપા બાપ: માથથા ઉતરતારે રેરહો, પડજો સગા બાપનેરે ૨ એ છે હારે મારા કંથની કોમળ કાય, એવા એવા માર તે કેમ ખમાય એ; પેલા દુષ્ટને ના મળે દયાય. રંડાપણુ આવ્યું રેરેહો બાળપણા વેશમાંરે.

ચાલ ચિત્રલેહા; કહે બાઇ શાને રડે છે તારા કંથનિ નહી થાય હાણ, જઇને હું સમજાવુ છું જે તારા પીતાના પ્રાણ ૧ ચિત્રલેહા આવી ઉભી રહી, જ્યાં પાતાનો તન; સાંભળો પીતા વિનતી કહેશો સમજાવી નહી વાત ૨એ છે મોટાનો છાકરો તે તમે જોઇને છેદશો શીશ; માથા ઉપર શતરૂ થાશે. હળધરને જુગદિશ, ૩ એને વડવે બળી પાતાળે ચાંપ્યો, એવાં છે એનાં કામ; વગર વિચારે મારશો તો, ખોશો ઘરને ગામ.૪ પ્રધાનને જઇને કહ્યું જ્યાઇ બાણાસુર ભુપાળ રાજા રખે એને મારતા, એછે મોટાનો બાળ. ૫ પરણી કન્યા કોઇ પરણે નહી, માથે રહેશે આળ; લોકમાં કહેશે જમાઇ મારયો, એવીદેશે ગાળ. ૬ માટ ઘાલો કાળાગ્રહ હાથે ન કીજીએ ઘાત; એકલે દશ લાખ મારયા તે, મોટી કીધી વાત; ૭ પછી વજર કેરી કોટડીમા બેસારયો એ તન; સરપ એને વીંટીયોને, ફરતો અગન. ૮ તે પુઠે જળની ખાઇઓ ખોદી, મેલ્યા બહુ રખવાળ સરપ કેરા ઝેરથી, પરજળવા લાગ્યો બાળ. ૯ અનિરૂધને બંધન કરાને, વિંટીયા બહુ સરપ; કામ કુંવરને બાંધિયો, પછી ગાજીયો તે નરપ ૧૦

વલણ—નરપ ગાજયો મેઘનિ પેર, ઉતરાવી ઓખાયરે;અનિરૂધ બંધન કરી, બાણાસુર મંદીરમાં લઇ જાયરે.

સગ સામગ્રી કડવાં ૬૬

બાણે બન્યોને બાંધીયાં નૈતમનરને નાર; અનીરૂધ રાખ્યો મુખ આગળે ગુપ્ત રાખી કુમાર. બાણે બન્યોને બાધીયા ૧ ચઉટામાં ચોર જમાવીયા હાકીયો વીભીચાર: ઓખા છાની મંદીર મોકલી, રાખ્યો કુળનો ભાર. બાણે ૨ લક્ષવંતો હીંડે લેહેકતો. બેહેકતો તે અવાસ; દઇત્યનુ દળ તે પુઠે પળે, ઘેરી હીંડે દાસ. બાણે૦ ૩ એક પેચ છુટયો પાઘડી તણો, તે આવ્યો પાઘ પ્રમાણ, ચોરે તે મોરજ મારિયો તેના કરે લોક વખાણ. બાણે૦ ૪ ઓખા ફરીને વર જો પરણશે, તો ભુલશે ભવ ભરથાર; તે સ્વામી તે શું સુખ પામશે, લીધુ એણે અમરત સાર, બાણે૦ ૫ કો કહે એમાં દઇવત દીસે ખરૂ. રૂપવંતો રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે, એવી માયા મોઝાળ. બાણે૦ ૬ તેની ભુલવાણી ભરકુટી તણી; ભુલી પડે તે નાર; કુંવરી કન્યાને કામણ કરે, સંતાડો સર્વ કુમાર. બાણે૦ ૭ સખી પ્રત્યે સખી ઓચરે; દેખી અંગ ઉવેદ; બાંધયો જુવે છે આપણા ભણી, એને છે ખોટી ટેવ. બાણે૦ ૭ ચાર માસ આશા પહોચી ઘણી

લાગ્યો સ્નેહીહ વાહ; માળીયે સુખ પામ્યો ઘણું, પછી લાગયો અપવાદ. ૯

વલણ- લાગ્યો લોક ઉપવાદ પણ, પામ્યો દેવ કન્યાયરે,
પછી બાણાસુરે અનિરૂદ્ધને રાખ્યો ઓખાના વર માંયરે.

રાગ વેવાળ ધનાશ્રી કડવાં ૬૭

શુકદેવ કહે છે પરિક્ષતને. તમે સાંભળો કહું એક રાયજી; કૃષ્ણ કુંવરને બાંધી રાખ્યા ઓખાના વર માંયજી. એક નાના વિધનાં બંધન કીધાં, કહાડીન શકે સ્વાસજી એક એકનાં મુખ દેખી દામણા દેખી થાય ઉદાસજી. ૨ બાણ-મતી બાણાસુરની રાણી; નયણે ભરે જળ ચક્ષજી; પુત્રિ જમાઇને ભુખ્યાજાણી છાનુ રે કલે ભક્ષજી ૩ કષ્ટ દેખી નાથનું, ઓખા નેઇણ ભરેછ નીરજી અની રૂધ અ ા બળે કરીને ઓખાને દેછે ધીરજી. ૪ આદરૂતા અસુર કુળન, ત્રેક ડુ. ત્રુ ન ગાત્રજી; શોભા રાખવા સ્વસુરના ને, હું બધાયોછું માત્રજી; ૫ આગ માં ઉડુતો શીઘ્ર ન છુટ્ટ, હણુ ધાનવ જુથજી; શું કરૂંજે સ્વસુર પક્ષમાં રાખવુછે સુખજી. ૬ આકાશ અવની એક થાશે, એવો નિપજશે ધંધજી; અગનિ કેરી જવાળા ધુમરમાં અસુર થાશે અંધજી. ૭ સહાય થાશેશામ રામ અભળા સઘ છુટશે બંધજી; કૃષ્ણ આવા બાણાસુરને, છેદશે સત્રળા સ્કધજી; ૮ મારા સમ જો સુંદરી તમો. ઝાંખુ પરે મુખ ચંદ્રજી; બંધનપે દુખ દે ઘણું; તારા અશરૂ ના બુંદજી. ૯ એમ આસના વાસના કરાને રાખ્યું ઓખાનુ મનજી; ત્યાર પછી ત્યાં શું થયુ. તમ સાંભળો રાજનજી. ૧૦ પછી ભવાનાનુ સ્મરણ કરીને બાળક લાગયો પાયજી; ભગવતી ભવતારણી મારી આવી કરજે સહયાજી. ૧૧

ચાલ.

મા તુ બ્રહ્માણી તું રૂદ્રાણી, ઇંદ્રાણી કૃષ્ણા; સ્થાવર જંગમતું સચરાચર મરૂગ ઉપર તૃષ્ણા૧ દહત્યને પાતાળ ચાંપ્યા. રક્ત બીજ રણ રોળયા;શુભ ની શુભ મહાસાસુરમારયા.ચંદમુહ હંઢોળયા, ૨ ધુમરલોચનનેહણીઆ.હાથીમધુકહ ટભને મારયો, અનેક રૂપ ધર્યા તે અંબા, સુર નર પાર ઉતાર્યા. ૩ ઓહીંગળા-જ ાહગોળી માતા, કોયલાપુર તે કાળી; આદય ઇશ્વરા તુ છ અંબા સંખલપુર બહુચર બાળિ ૪ નગરકોટની તુ સીંધવાઇ બગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉંટવારી માત, બીરાજતિ દક્ષીણ માંય ૫ અન્ય પુરણા ભદ્રવી, ત્રીપુરા રેણુ કાંપ છત્ર સંગી; રાજેસરી ચામુંડા માતા. દુખહરણી માતુંગી. ૬ એણીરી તે સ્મરણ કીધુ તતક્ષણ ભવાની આવી, અનિરૂદ્ધ કહે સાંભળો માતા, મારે દુખ કહયુ નવ જાય. સરપ કેરા ઝેરથી. મારી ઘણી બળે છે કાય ૮ ભવાનિ પ્રસન્ય થઇને, ઝેર કરયુ સરવે નાશ; પછી અંતર ધ્યાય થતાં માતા બાળકની પહોચી આશ. ૯ એવામાં ત્યાં નારદ આવ્યા, બ્રહ્માના કુમાર;જુવેતોક ારાઅહરુ

અનિરૂધ; વરસે જળધાર. ૧૦ નારદ કહે અનીરૂધને મારૂ શંકટ કાપો રૂડી વહુ તમો પરણ્યા માટે. મુજને દક્ષણા આપો ૧૧ તમને દક્ષણ નિ પડીને, જાય છે મારાપ્રાણ; શરિર ધ્રુજે અતિ ઘણું, બોલી ન શકે વાણ, ૧૨ શાદ બીહે છે પ્રાક્રમી તુ બોલ મુજ સંગાથ; બાણાસુરની વરયો પુત્રી તે થઇ પડે પ્રથવીમાં પ્રખ્યાત. ૧૩ દીપાવ્યો વંશ વાસુદેવનો બંધાએ લંછન શુય; કાલ માધવન મો કલ્યુ, દ્વારીકામાં જાઉ છુ હુય. ૧૪ ઉંડળમાં તે આભ ઘાલ્યો અતરમારો ન ફુલે ગોડ ચડે તે પડે પ્રથવી, ભણે તે નર ભુલ. ૧૫

વલણ—અતરશો ન ફુલ્યો જોદ્ધા, મુકાવશે ભગવાનરે;
અનીરૂધની આજ્ઞા લઇ. રૂષી હવા અતરધયાનરે.

રાગ બીહાગ કડવાં ૬૮

દયા ન આવે પેલા દઇતપતિને. મહા મગીયા દુરમતજી; બાંધિ દ્વિજ વર સાથે, વહેર વધારયુ સત્યજી. દયા ન આવે ૧ પાતળિયા પંકજ મુખપ ઉને, નાગ પાસના બંધજી, બાંધિ લીધો બળે કરીને, કોમળ રૂપે મદનજી. દયા૦ ૨ જોરે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથજી; પુત્ર તમારા ઉપર પ્રહાર જ કરે છે દઇત્યનો સાથજી. દયા૦ ભારોળ કઉલાંડ સેન્યુ. વકરાયો બળીયો-વીરજી, તો એ રણથી નવ ઓશરીયો. સાગરનુ જેમ નીરજી. દયા૦ ૪ ભેદ કરીને બાંધીલીધો, નાગ પાસના બંધજી સ્વાસ ન માએ બહુ અકરાવ, અંગઆકાશમાં સંધજી. દયા૦ ૫ તાપ સમાય નહિ સ્વામીનો, હું કરૂ દેહનો પાતજીવ ૧ ૨ લાગ લક્ષ્માવર તમને, તો થશે મહા ઉતપાતજીદયા૦ કોમળ મુખ શ્રમથી સુંકાયું કન્યા કરે અક્રદજી, અનિરૂધ સમરે સામરીયાને. કમળાવર ગોવીંદજી; દયા૦૭ત્રાહે ત્રાહેરે ત્રીકમજી. સુતની કરજો સાહાયજી, વિપતવેળા વારે ચઢીને કરો ભકતની રક્ષાયજી, દયા૦૮ગેજ ગરહવાથી મુકત પમાડયો, કીધિ હરીચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં, કીધા પ્રલ્હાદના સહાયજી. દયા૦૯ આજ આંખેથી આંસુડા ચાલેજાશે મારા પ્રાણજી; સુખ શરીર શાતાનહી અંગે,લાગ્યે દાનવ નીરવાણજી. ૧૦ મનસા વાચાએ વર વરયો, અવર તે માથ્યાજાણ, રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહુ છુ વાણજી. દયા૦ ૧૧ તાત કઠોર દયા નહી, રૂદીયે, કોમળ મારો કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો, શ્રી હરિ વેગળેપંથજી દયા૦ ૧૨ કોણ સહોદર આવત અવસર,શોધ કરવાને જાયજી, તાત ભ્રાતનેજાણ નહીને તે, કોણ ઉઠીયે ધાયજી. દયા૦ ૧૩ પીતા પીઉને વેરિરે દેખે; પરભવે બહુ પેરજી; નાગ તણા ફુંકારા હળાહળ ફેરવી નાંખે લ્હેરજી, દયા. ૧૫ટળવળ અંગ અગનીરે ઉઠયો. કંઠે પડીયો શોષજી પુર્વ તણાં કર્મ આવી નડયાં, કોનેદીજે દોષજી, દયા૦ ૧૫ તાત કહેતો કાયારે પાડું, વીખ ખાઉ આ વારજી; સ્નેહ ન જાણે રે કોઇ મનનો; કોઇ પાડે ભરથારજી. દયા૦ તાત તણે મન કાંઇ નહી

મુને, સભળો લાગે સ્નેહજી; છોરૂ પોતાનાં જાણી કીજે.દયાળ ન દાઝે છે હજી, દયા ૧૭ બાણાસુર મહાપુરૂષ જ્ઞાતા, જેથી ચુક ન થાયજી, બાળક ઉપર પ્રહાર શા કરવો; યદપી હોય અન્યાયજી. દયા૦ ૧૮ વહાલા થઈને વેરજ વાળો, શુ ન થી આવતી લજજી; નીચ પદારથ નથી કુળ નીચુ ક્રષ્ણ કુંવર મહારાજજી.દયા ૧૯ નીચુ નાક ન હોય એથી; નીર્યક સો સંગરામજી. મોટા સાવ વીરોધ ન ક રીયે, નીરબળ હળદર સામજી. દયા ૨૦ સકળ પ્રથવી ચાકે ચઢાવી, અસુરનો કેડયો ઠામજી. વેર વધારી વાહલ સાથ, કયા કરશો સંગરામજી. દયા. ૨૧ સ્વા મી મહારાને શીરશમરથ, તેને ચઢશે કોપજી, ભદ્ર ઇછછે તાત પોતાનું વીશનુ બીજમાં રોપજી. દયા. ૨૨ જુધ સમે આકાશ રહીને જુવે છે નારદ દેવજી; ભ યાં અરી અમો જાશુ દવારામતી, જુધ કરશુ તતખેવજી. દયા ૨૩ નીરદય ર. ણી વીણાધર ગયા, પરવરીયા આકાશજી; પોહોત્યા રૂષી ઉતરીયા હેઠાં, ભેટયા શ્રી અવીનાશજી. દયા ન આવે. ૨૪

વલણ.

ભેટયા શ્રી અવીનાશને, કુશળ વારતા પુછી વળી;
કહે નારદ અનીરૂધને, રાખ્યો કાળા ગરહમાં દઇત વળી,

રાગ ધનાશ્રી કડવાં ૬૯

શુકદેવ કહેછે પરીક્ષતને બાંધ્યો તે જાદવ જોધજી; હવે દ્વારીકાંની કહુ ક થા. જાદવ કરે શોધો શોધજી; ૧ હીંડોળા સહીત કુંવર હરીયો, છોડી ગયું કો ઇ દોરીજી; હાહાકાર થયો પુર મધે, અનીરૂધની થઇ ચોરીજી. રતિઅતા આ- ક્રંદ કરે છે, મળયું તે વિનતાનું વૃંદજી, રૂખમણી રોહણી દેવકી; સરવે કરે આ ક્રંદજી. ૩ જાદવ કહે છે માધવને, શું બેઠાછો સ્વામીજી વિચાર કરી વિલં- બ ન કીજે, કુળને લાગી ખામીજી. ૪ વાસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભુપજી; વિચ્યારો શકે જળમાં બુડયો. કયાં ગયો કુંવર અનુપજી. ૫ ઉગ્રસેન ક હે અચરજ મોટું, કોણ રહયો હિંડોળેજી; દેવી દઇત્ય; રાક્ષસનું કારણ તે ખ- પ કરને ખોળોજી. ૬ સાથને જદુનાથ કહે છે, ભાઇ શાને કરોછો શ્રમજી; ગોત્ર દેવતાનું ગમતુ થાશે, કુંવર હરાયાનું કરમજી. અગિયાર વરસ ગોકુળ સેવ્યું, મામાજીને ત્રાસેજી; પ્રદયુમનને શંખ હરી ગયો, આવ્યો સોળમે વરશેજી ૮તેમ અનિરૂધ આવશે, તેમ સાચવશે કુળ દેવીજી; ક્રષ્ણ કુટુંબને રોતું રાખ્યું, આ શા દિધી એવીજી. ૯ પાંચ માસ વહી ગયાને, જાદવ છે મહા દુખીજી શોણીત પુરથી ક્રષ્ણ સભામાં આવ્યા નારદ રૂષીજી ૧૦ હરી આવે જાદવ ઉભા માન મુનિને દીધુજી; આણંદથી આગન આપ્યુ ને, ભાવે પુજન કીધુંજી. ૧૧ નારદ- જીની પુંજા કરી ને, હરીયે કરયા પ્રણામજી; કહો મુનીવર કયાંથી પધારયા, અમ સરખું કાંઇ કામજી, ૧૨ કરજોડીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી પુત્ર તમારા સરવેનું મારે કરવું છે દરશનજી. ૧૩ મારા જોતાં પુત્ર સરવેને,સાથે

શ્રી તેડાવોજી; એક લાખને એકસઠ હજાર, એંશી આગળ આવ્યાજી. ૧૪સરવે પુત્ર સામુ જોઇને, પુછેછે નારદ મુન્યજી આટલામાં નથી; દીસતો પ્રદ્યુમનન તનજી. ૧૫ ભગવાન કહેછે નારદજીને, કાંઇ તમે જાણોછો ભાળજી; ઘરમાંથી જતે રહયો છે, પ્રદ્યુમનનો બાળજી, ૧૬ નારદ કહેછે હુંશું જાણું, તમો રહોછોસ ગર બેટજી; જેને ઝાઝા દીકરા, તેની દઇવની વેઠજી. ૧૭ ત્યારે ભગવાન કહો છે નારદને, પુત્ર વીના કેમ રહેવાશેજી; ત્યારે નારદ કહે છે, પ્રષ્નમાં આવશે એણું કહેવાશેજી. ૧૮ પછી આશન વાળી દીધા તાળી, નાક ઝાલ્યુ મનજી; વેઢા ગણીને નારદ કહેછે. સાંભળો જુગજીવનજી. ૧૯ તમારા પુત્રનું તો એક નારિયો કરયું છે હરણજી; ત્યારે હરી કહે દવારકામાં તેતો પામે મરણજી. ૨૦ નારદ કહે છે તમે સુણો સામળા, સંભળાવું એક વાતજી; મારી એવી પ્રતીજ્ઞા છે, જુઠું ન બોલું જાતજી. ૨૧ શોણીતપુરી એક છે. તેમાં બાણાસુરનું રાજજી; પ્રસંગે હું ત્યાં ગયો તો, મારે કાંઇ એક કાજજી. ૨૨ રાજાબાણુની પુત્રી ઓખા. તેને હવું સ્વપનજી, અનિરૂધ સહેજે વરી ગયો તેનું વિભળ થયુ મનજી ૨૩ ચીત્રલેહા ચંચળ નારી, વીધાત્રીનો અવતારજી; તે આવી દવારીકામાં પાછી, મનં કરયા વીચારજી, ૨૪ કઠણ કામ કરવું છે મારે, એકલાનું નહી કામજી; મારૂ તેણે ધ્યાન ધરયું. હું આવ્યો તેણે ઠામજી ૨૫મેં તામશી વિધા ભણાવી, તે ઊંઘીયું બધુ ગામજી; અનિરૂધને લેઇ ગઇને, ઓખાનું થયુ કામજી, ૨૬ કેઇ પેર લેઇ જાયે એમ બોલ્યાશ્રીજુગદીશજી;ચક્રમારૂ ઊંઘે નહીને છેદિ નાંખે શીરજી૨૭ચક્રનોતોવાક નથીને,એ નીસરયુતું ફરવાજીઅમસરખાયે સાધુ મળયા તેણે બેસારયુ વાતો કરવાજી૨૮ ભગવાન કહેછે શાબાશ નારદીયા, એવાં તારા કામજી; માથા ઉપર ઉભો રહીને ભલુ મરાયુ ધામજી૨૯નારદ કહે છેકૃશણને, મેં નથી કરયો અન્યાયજી;જેયા પછી તમે જાણજો,ઘણીપુટડીછે કન્યાયજી૩૦ ભલીરે કન્યા ભલારે વહુ, તમે ભલો કરયો વિચારજી હવડાં મારા પુત્રના ત્યાં શા છે સમાચારજી.૩૧ મહારાજ જેણે ભોગવીછે બાણાસુરનીબાળ દસ લાખ દઇતનો એકવારે આણીયો કાળજી. ૩૨ શીવનો વર સાચોકરીને ગયો અસુરને હાથજી, હમણાં તમારા પુત્રની ઘણી દુખનીછે વાતજી.૩૩ ઊંઘે મસ્તક બાંધીયોને તળે લગાડયો અગનીજી, લીલા વાંસનો મારપડે જેમ, ભાગ હશે તો જીવસ તનજી.૩૪ વાત સાંભળી વધામણીની,વગડાવ્યા નીશાનજી;શામળા તતબર થાય, હવો છે બાણજી.૩૫ તે માટે તમને કહુ વિઠલજી,વેહેલાથાઓજી, જો પુત્રનો ખપ કરો તો, શોણીતપુરમાં જાઓજી. ૩૬

રાગ સારંગ કડવાં ૭૦

કમળા તો કલ્પાંત કરેછે, હઇડે તે ઉઠી જવાળાજો, મારો કુંવર કાળાગરહમાં બાંધિયોરે, મારાને પાઘડી બાંધતા ન આવડેરે; મારો અરૂનિધ નરૂને

બાળજો, મારો કુંવર. ટેક, ૧ રૂક્ષમણીએ કૃસણ તેડાવીયારે, તમે સાભળો શ્રી, દીનાનથજો; મારો બાળક અસુર ઘર બાંધીયોરે, તેમ કહી નારદજીએ વાત જો. મારો. ૨ મારો આનરૂધ બોલી નથી જાણતોરે, તેતો શું જાણેજુદ્ધ કેરી વાત જો; હીંડતાં ચાલતાં અખડાઇ પડેરે, અનિરૂધ નાનેરૂ બાળજો મારા. ૩ મારાને નીશાળે ભણવા નથી મોકલ્યારે, નથી સહયો અધ્યારૂનો મારજો; પ્રભુઆ અગને પુરૂષ ન સરજાડયારે, તો સઉ પહેલાં વઢવા જાતજો. મારો ૪ ત્યા શ્રી કુશણે ગુરૂડ તડાવીયોરે, તેતો આવિયો તતકાળજો; ભગવાન કહે છ ગરૂડનેરે, તમો કેટલો સેહેસો ભારજો. મારો ૫ તમો છપન કોટી જાદવ જેટલારેતો સરવે થાઓ અસ્વારજો; તમે સાંભળો કુશણ કોડામણારે, મારા અંગ તણા રખવાળજો. મારો, ૬ મુજ ઉપર ચઢી બધા સ્વારીકારો તોએ મુજને ન આંચ આંચજો; છાશી જોજનની મારિ પાંખનારે, ત્રણ જોજનજ મારી ચાંચજો. મારો ૭ પછી ગરૂડે ચડીને ગોવિંદ પરવરયારે, ત્યારે ગરગડીયા નીશાનજો; પંખં વાગી જ્યારે ગરૂડનીરે; ત્યારે નાશી ગયા સરપજો. મારો ૮૮ મારો કુવર કાળા ગરહથી છુટીયો, જ્યારે ત્યાં આવ્યા સારંગ પ્રાણજો; શ્રી કુશણ વાડીમાં ઉતર્યે તેનાં કોણ કરે છે વખાણજો. મારો ૯

વલણ.

કુશણ વાડીમાંઉતરયા, ભાગીઊ રાયનુ વનજો ગરૂડને આપી આજ્ઞા મુકાવી લાવે તંનરે. ૧૦

રાગ ઢાળ કડવા ૭૧ મું.

ગરૂડ ત્યાંથી પરવરયો એક નદી આવિ અસોષ; તેમાં તેણે ચાંચ બોળી પાણી લીધું સોશ ૧ ત્યાંથી આગેરો પરવરયો, જા ખોતરણા અગાર પાણી પેલુ પીધુ હતુ તે વાવરયુ તે ઠાર. ૩ ત્યાંથી આગેરો પરવરયો જયાંભુત ન પરત; માંએ મારી પાડીયાં, કીધાં સરવ અચેત, ત્યાંથી આઘરો ચાલીયોરે. ૩ કુંવરને કાટે નાગ; નાહાનાને આખાગળીયા, મોટાના કરયા બે ભાગ. ૪ ભલુ થજો ભગવાન તમારૂ પુરણ પામ્યો અહાર; કુવર મુકાવી લાવ્યા, જયા છે જુગત આધાર, ૫ ઓધવને અકરૂડ બે હસીઆ, ભસા કુશણના તન તમેરે આવ્યા પરણીંત્રાને અમને ન લાવ્યા જાને; અમને પીરસતા લાપસી તમે જમતા પકવાનરે.

રાગ ઢાળ કડવાં ૭૨

આણી વાતે કુવર મારા શરમાણા નવ થઇરે, મારી વાતા તુજ રહું, તુ રાખ તહારે હઇયે. ૧ કુબજા પેલી રાંટી કુટી કંસરાયની દાસ; મારા મનમાં તે ગમી, બેસારી રાખી અવાસ ૨ સનકાસુરને મારીને; સોળ હજાર લાવ્યો રૂરૂણી તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી ૩ તારી માને જઇને દીધ્યો, બાંધવને બધાવા; જાંબુવતીરીંછડી, તેને માનીતી કહી બોલાવી ૪ તુ તમારો દીકરો, ધન તારી માનુ પેટ; બીજા સરવે દિકરા તે, હવઇ કરી વેઠાપ

આપણા કુળમાં ચાલ્યુ આવ્યુ શરમાણા નવ થઇએ; રૂડી નારી દેખીએતો હ-
રણ કરી લેઇ જઇએ ૬ ઓધવને અકરૂડ બે હશીયા ખડ ખડ મેલ્યા દાંત; રૂ
ડી શીખામણ છોકરાને દયો છો સુંદર સ્યામ ૭ જો આવી શીખામણ અમારાં
છોકરાંને દેશો તો, મુકવું પડશે દવારીકાં ગામરે ૮

રાગ જેજેવંતી કડવાં ૭૩

શ્રી કુશણ જાદવ મોકલ્યો તે,સોણીત પુરમાં જાય,જઇનેકહેજો બાણાસુર
ને પરણાવો કન્યાય શ્રી ૧ હોંશ હોય નો જુધને આવો, તેમાં નથી અસાર નાથ
જાદવ ત્યાંથી સંચરયો, આવ્યો અસુર સભાની માંય શ્રી સાંભળને રાજા વી
ની આવ્યા છે વૈકુંઠનાથ; દીકરી પરણાણી ચરણે લાગો નહી તો જુધ કરો
બમશાથ શ્રી ૩ બાણાસુરને મહા દુખ લાગયું,નેતરે વરસે અગન; નીજ જાદ
વન જોઇએ મારી; કુળવંતાએ તન શ્રી. ૪

ચાલે.

એ ભરવાડા એ પીંડારા, ગોકુળમા ચારી ગાય; મારયા વિના મુકુ નહી
જે થનાર હોય તે થાય. ૫ સેન્યા લેઇને રાજા ચાલ્યો, જોદ્ધાનો નહિ પાર, હ
સ્તી ઘોડાને સુખપાલે, બાંધ્યા બહુ હથિયાર. ૬ ખડગ ખાંડાંને તુંબર ઓર;
ભાળા હાથને નાળ; ત્રિશુળ સાંગને મુગદલ ફેરવી, તોગરને ભીંડી માળ. ૭
લાલ લોહમે ઝળકે ઝેરા, હાથ ધરી તરવાર; જોતા કરતા આવ્યા તે કરતાં
મારો માર. ૮ કો જોજન કો બે જોજન ઉંચા, કોને સમખાવા નહિ શીશ; વિ
કરાળ દંત મોટા દેખાડન પાડે વળી ચીસ. ૯ બુમરાણ કરતા આવી પડિયા
જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી લીધા; પડે બાણાસુરની ધાય ૧૦ પા-
રીત્ર ત્રીશુળને કોવાડા, મુદગલને વળા ફરશા; સંગ્રામ સહુ શેન્યા કરે, આયુ
ધ ધારા રહી વરશી ૧૧ જુગદીશે જાદવ હલકારયા, કર ધનુષ બાણને તીર;
તુટે કુંભ સ્થળ તુટે દંતુશળ ચાલે નીર રૂધીર. ૧૨ બહુ ભડ ત્યાં પડવા લાગ્યા
ભુંગળને ભડાકે; વાંકડિ તરવારો મારે, ખડગને ઝડાકે. ૧૩ તુટે પાખરને પડે
બકતર, કીધા કચર ઘાણ; સરવે જોધાને મારી કરીને, પાછા વલ્યા ભગવાન

વલણ—પુરણ પુરૂષોતમ પાછા વળ્યા, કરી અસુરનો નાશરે;
સેન્યામાં આવી કરીને, શંખનો કરયો નાદરે. ૧૫

રાગ મારૂ કડવાં ૭૪.

શંખ શબ્દ તે વિકારણ, રીપુ દેઇત્યનું વિદારણ; ક્ષ્ણ આવ્યા તે જાણ-
જ થયું, બાણ પ્રાક્રમ તે કયાં ગયું; અનિરૂદ્ધ કહે સુણસુંદરી, શંખ જણાયો
આવ્યા હરિ, છુટયા બંધ તે આજ થકી, ઓ ગાજે હળધર સાત્વીક. ૨ બોા-
લ પ્રદયુમન મોટે સ્વરે, બાણ છેદાશે ખરે; ગોવિંદનિ ગત્ય ન જાણે કુ-
ળી જાદવ સેન્યા આવિ મળી. ૩ જાદવ સેન્યાયે ચાંપ્યો દેશ, મંત્રી કહે ઉઠો

નરેશ; અનુચર આવ્યો તે લાવ્યો વાત, કહે દ્વાર દિશે ઉતપાત. મંત્રીને ફરી નેત્રની સાંગના, સેન્યાને આપો આગ્નના; દુંદભી નાનાવિધ ગડગડે, અ યુદ્ધ ધરાને યુધે ચઢે; ત્યાં ફ઼ૈયા કહાડયા લખો, સેન્યા સજ્જટોપ જીવ દાખી; પા ૮ સ્વચર બકતર પાળ, ટચકારે ઘોડા દે ફાળ. ૬ મોરડે મણિ ફુમતાં લટકે, પો તના પડછાયા દેખી ભડકે, વાંદરે વાદે નાચંતા ધુટે ઘોડાને પાણી પંથા ૭ કાળા કાબરાને કલંકી, કુમેદ લાલાને પચરંગી, હાંસાળો હસે હણિઆ જેહ કાળા કછી કાબરા તેહ. ૭ પીળા પાખરા પોપટ સ્વેત, વાયુ વેગી થાકડીયાકેત રથ પાળા અસવાર અનેક; દીર્ઘ વસ પુખ કરડે દત. ૯ પુરની પોળે સેન્યા ન થાય, હણો જાદવ કહેતા જાય; ટોળા ઉપર ટોળા આવે, પગને પ્રહારે ધરતી જાવે ૧૦ રીસે અંતરમાં ધરે હાડે, રણે રાય બાણાસુર ચડે; ઝટકારે બાણાસુર મહ્લ, મથતા થઇ જ્યારે ઉથલ. ૧૧ ગરજના કીધિ મુખથી ભુપાળ; ખળ ભાગ્યાં સાત પાતાળ; બ્રહ્મલોક સુધી પોહોત્યો નાદ, બાણે કૃશ્ણને દીધા સાદ. ૧૨ ગરૂડ આસન આવ્યો કોપ કરિ, નાહિ જવાહદ કૃશ્ણો ફરી; ઉનમદ જાદવ ઉછાછલા, તમો પામો સઘળા સંહાર. ૧૩ કુમારી કન્યા કપટે વરશો, બોલાવે શ્રાપ થાય પાવસે; કુડુ કરમ કીધું કુંવરે, વળિ તું વઢવા આવ્યો ઉપરે ૧૪ ત્યારે હશાને બોલ્યા ભગવાન. એવા લોઇ આવ્યાછુ જાન; જો વિધાતાએ કીધો સંબંધ, વર કન્યાના છોડો બંધ. ૧૫ બાણાસુર જ્યાં બોલ્યો વ્યંગ, ત્યાં રે, કરન હાધુ સારંગ; કરી બુટ બે કટક થયા, ઉભાળા આયુધ કરમાં ગ્રહાં. ૧૬ ખાંડા ફરશાને તરવાર, તે કહાડે મ્યાનથી બાર; ત્રિશુળ તે. મરજાદ કુશાળ, ગાજે રામે ધરીમુશળ. ૧૮ છપન્ન કરોડ જાદવ મટગડે, દાનવ ઉપર તુટીપડે

રાગ ઝુલણા છંદનો કડવાં ૭૫

અલ્યા જા પરો જા પરો નાદન છોકરા, વઢવાને તું મારી પાસ આવ્યે; અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો, મારી સાથે નહિ જાય ફાવ્યો. અલ્યા ૧ અલ્યા ગોકુળ નાહિ તું ગાવડિ ચારતો, પરનારી કેરાં તું ચીર હરતો; હાથમાં લાકડી ખાંધે હતી કામળી, મધુવન વિષે તું રે ફરતો. અલ્યા. ૨ સાંચ શ્રી સુર્યતણી તેજ ત્રિશુળ તણું, માહારા હાથમાં તડઝળકે; મરિ હોયે કવિ ડોલે છે દેવતા, બધી વરણી ધ્રુજે ને અલ્યા શેષ સળકે. રાગ ઢાળ કડવું ૭૬ સુ.

એવી વાણી સાંભળતામા કોપ્યા દીન દયાળ; બાણાસુરના હાથ છેદ્યા સ્વામી શ્રી ગોપાળ, ૧ કોપ કરી કરપાલ મેલ્યું, વળતુ તેણીવાર, બે હાથ રહયા છે બાણાસુરને, તેનો કહું વિસ્તાર. ૨ રૂધીર વહે છે બાણાસુરને મન થાયે નિરાશ; મહાદેવજીએ હાથ આપ્યા, માટે ગયો કઇલાશ. ૩ નારદ ચાલીઆ ત્રિયા, જ્યાં બાણાસુરની માય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય. રાગ ગુજરી કડવાં ૭૭ શુકદેવ કહેછે વાતવેવાણ આવીયાંરે; જેનિ જોવા સરખી જાત, વેવાણ આવીયારે. ૧ માંથે કેસ વાંસનિ જાળ. વેવાણ; જેનાં નેત્ર સરવોરપાળ.

વેવાણ. ૨ જેનાં સુપડા જેવા કાન. વેવાણ. જેનુ મસ્તક ગીરીસમાન. વેવાણ ૩ એનિ આંખ અંધારા કુપ. વેવાણ. જેનુ મુખ દીશે કદરૂપ. વેવાણ. ૪ હાળ દાંડી જેવા દાંત. વેવાણ. દીઠે જાએ એના અંત. વેવાણ, ૫ એનાં સ્તન ડુંગરશાં ડોઝાં. વેવાણ. કાને ઘાલ્યાં હાથીનાં હોઝાં. વે. ૬ કોટે ખજુરાના તનમનિયાં વેવાણ. કાને ઉંટના ઓગનીયાં. વેવાણ ૭ પાસે રીંછ કલ્લાં વિકાળ વેવાણ. કેહેડે પાડાનિ ઘુઘુરમાળ. વેવાણ. ૮ વાંકડાં સરપ એના હાથે. વેવાણ. બળતી શઘડી મુકી માથે, વે. ૯ કોટરા આવિ જ્યાં મોરાર. વેવાણ, કુંવરે સાસુ ખોળી સાર વેવાણ; ૧૦ જેની પીઠ ડુંગરશા ડોઝાં. વેવાણ. એના મુસ્તકમાં ફરે ..ઝાં. વવાણ. ૧૧ મુખ બોલે વચન વીકરાળ. વેવાણ; દેખી પડે જાદવને ફાળ વેવાણ. ૧૨ કોટારા આવી જ્યાં મોરાર; વેવાણ. કુંવરે સાસુ ખોળી સાર. વેવાણ ચાલ. કોટરા કહેછે કરગરી, એના બાપને ચાંપજો પાતાળ; જાણશે તો વણુ થયું એ, છે તમારો બાળ. ૧૪ કરૂણા સાગર કૃપાનીધ, ઈમા કરો આ વાંક; દીન જાણી દયા કરો એ છે, તમારો રાંક. ૧૫ ચક્ર ચતુરભુજે પાછુ તેડયુ, કરૂણા કરી જદુનાથ; કવસેછનુ કર છેદી નાંખ્યા, રાખીયા ચાર હાથ. ૧૬ રૂધીર ભરયો આંસુ ગળતો, આવીયો શીવની પાસ, એમ કહિને પાયે લાગ્યો, સાંભળો પતિ કઇલાશ. ૧૭ એક મારી વિનતી, તમો સાંભળો જગદીશ; સાંભળી કેમ ભરાયા, ગેતે ઉમીયા ઇશ. ૧૮ વલણ. મનમાં ચઢી રીસ બહુ તમો સાંભળો રાજકુમારરે; સદાશીવ યુધે ચઢયા, તેણે ભુજા અપારરે.

રાગ સારંગ કડવાં ૭૮

એ ભરવાડો એ પીડારો, ગોકુળમાં ચારી ગાય; મહારા આપેલા હાથને એ છેદીને કયાં જાય. ૧ ગડબડતા ગણેશ ચાલ્યા ઊંદરડે અસ્વાર; મોર ઉપર સ્વામી કારતીક, ચાલ્યા શંકરના કુમાર. ૨ શીંહ ઉપર વિરભદ્ર ચાલ્યા, વ્રષભ ઉપર શીવરાય; સૈન્યા બહુ ભેળી કરી, દડ તેહ તણો મહીમાય. ૩ ડાકણ સાકણ ભુત પ્રેત પીશાચવંતર ગાત્ર; દડુક દડુક ચાલે ભુતડાં, જેનાં હાંલ્લા સરખાં માંથા. ૪ હરી; જઇ કતવર માન કહે છે, જાદવને સમજાવા; અસુરનુઉપરાણુ કરી, જોગીડા વઢવા આવ્યો. ૫ શંકર મુખથી બોલ્યા આવા, લાગી મનમાં જવાળ સનમુખ આવી ઊભા રહી, માંહો માંહે ભાંડે ગાળ, ૬ હે કાળા અરજુનના સાળા, ભરયા ઊછાળા જેહ, મધ્ય રાતે મથુરાથી નાઠો, ગયો વીસરી તેહ, ૭ મારી માશી પુતનાન, દહીંનાં લીધાં દાણ; મુસાળનુ છેદન કરીને, થઇ બેઠો રાજન. ૮ તુ આહીરડામાં અવતરયો નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને, બોલ્યા સારંગ પ્રાણી. ૯ મડે મસાણે ફરતો હીંડે. રાખ ચોળે અંગ; આંક ભાંગ મતુરો ચાવે, નફ્ત તારો ઢંગ. ૧૦ ડાકણ સાકણ ભુત પ્રેતને, નીચ સંગનો જોડો; બળદ ઊપર ભાર મુકયો, તાહારો ઘર

માં નથી વેડો. ૧૨ રાત દેહાડો બાવો થઇ ફરતો, તાહરા ઘરમાં શાતી નારી; ત્યારે કુષ્ણ પ્રત્યે કોપ કરીને, બોલ્યાં છે ત્રીપુરારી ૧૨ અહ્યા છોકરીઆમાં છાશ પીતો, મરદ મટીથયો મેરી, જગતમાંગલું કહેવાયું જે કાનુડે કાંચળીપેરી, વચન એ સાંભળીને કોપીયા શીવરાય કડાક લેઇનેત્રીશાળ મારયુ થનાર હોય તે થાય ૧૫૯ ઘરે કુસ્ણે મુકયુ સુદરશાન. આવ્યા ચપટ ધાય; માહો માંહે યુદ્ધકરે છે; બળ કહયુ નવ જાય. ૧૭ ગણપતીને કુંવર પ્રદયુમન ગયા સુરે ને જ્યાં કુમાર. વસુ માનને બટુક ભઇરવ, પ્રષ્ન ચારને સ્વામી કુમાર.૧૮ વિરભદ્રા બળરામ સામા, યુધ કરે માંહો માંહે; શાવન શામળિયો વઢ, ત્યા જોતા સરખુ થાય. ૧૯ કાળ ભઇરવ કપાળ ભઇરવ. તે ક્ષણ ભઇરવ સાર; સંહાર ભઇર કરોધ ભઇરવ. દંભ ભઇરવનો માર. ૨૦ ઉગ્રસેનન વીરસેન ને, સુરસેન કહેવાય; આપ આ રણા ભેરૂ લેઇને યુધ કરે રણમાંય. ૨૧ કુતવરમાને, સતધનવા સત્રાજીત બળિયા જેહ; સત્રાજીતને મંત્રજીત યુદ્ધ કરેછે તેહ. ૨૨ ભુત પરેપતપી શાચ વતંર ડાકણ વળગે ચુસે; અવાળા પગ જેન ચુડેલ કહીએ, રૂધીર સહુનુ ચુસે. ૨૩ કરન કેરા મારના ભાલા વાગ ભચ, તરવારયોના ધારારે કોના, નાક વાઢયાં કસ.. ૨૪ કોઇન અવસાતા શીશા, હાથ તણી લપડાક, કોઇને મારયા વાટુ પાની; ભોંગળને ભડાકે ૨૫ જાદવ કેરા મારથી. બહુ ઓળાએ ઘાલ્યા જાય, કોને રણમાં રોળીયા તે થરથર ધ્રુજે કાય. ૨૬ પરીઘ ત્રિશુળ તુંબર ફરશી હસ્તનાળ છુરે સરસડાટ, ગડગડાટુ ગોળા પડે, થાય બહુ ખડખડાટ. ૨૭ હસ્તી ચર્મને માંસની. બ પાળ બંધન થઇ, સાગર શું સંગમ મળયો, એમ શોહણીત પુરના સરીતા વહી. ૨૮ પાડુ રોગને હઇયાહોડા, ભગંદર કેરી જાત, વરષ નારૂને પાઠુ કહીયે; કરણ યુલ્ય સનેપાત. ૨૯ રોગતણો માર બહુ દેખી; જાદવ નાશી જાય; રોગના વરસાદથી કોને ઉભુ નવ રહેવાય, ૩૦ રોગના વરસાદથી, ચઢી હરિને રીસ; તાવની ટોળા બાંધીને, છેદવા માંડયાં શીશ, ૩૧ તાવ વાણિ બોલિયા, રહેવાનો આપો હામ; તમે મુજને પેદા કરિને, કય; મારો ભગવાન. ૩૨ પાપી તમે મરત્યુ લોકના; માનાલાના હ્યો પ્રાણ; તાવ કહ એ કથા સાંળળો હરિહર કેરૂ જ્ઞાન. ૬૩ મહારાજ ત્યાં એમ નહિ જઇયે, સાંભળો અશરણ શરણ; ચઇતર માસમાં સાંભળે, જે કોઇ ઓખાહરણ. ૩૪ તેની સ્વપનંતરમાં જાસો તો, છદિ નાંખિશ શિશ; તાવનિ વાણિ સાભળીને, બોલાયા જુગદીશ ૩૫ ઓખાહરણ જે સાંભળે, મનભાવ કરિને જેહ: તેને પિડે તો મારી નાંખુ, એમાં નહિં સંદેહ. ૩૬ તાવ કહ એકવાર શાંભળે તે વરસમાં નવ જાવુ બ વાર જે સાભળે તેને દિહેથી નાશી જાઉ. ૩૭ ત્રણવાર જે સાભળાં અસાર તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પિડું, તરે. સાંભળો કહુ રાયઃ

ઓખાહરણ જે સાંભળે, તેનું નવ લઇએ નાસ; કાલ લઇને સંચરયો, ગયો કઇલાશ ધામ. ૩૯ શુકદેવ કહે પરિક્ષતને, તમે સાંભળો કહુ રાય; વળતી ભાથા લીડિયા. કઇલાશ કેરે રાય. ૪૦ શાસ્ત્ર એવાં કહાડિયાં, તેનો કોઇ ન પામે પાર; ઇશને જુગદીશ વઢતાં, કોઇ ન પામે ન હાર; ૪૧ વજશાસ્ત્ર ત્યાં મેલિયું, પોતે શ્રી ત્રીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહિ દેવ મોર. ૪૨ નાગાસ્ત્ર ત્યાં મેલીયું સામા રહી ઉમીયા ઇશ; ગરૂડાસ્ત્ર ત્યાં મેલીયું પોત શ્રી જુગદિશ. ૪૩ પરવાતાસ્ત્ર ત્યાં મેલીયું સામા રહિને શિવરાય;ત્યારે વાતાસ્ત્ર ત્યાં મેહેલીયું, તેનુ જોર કહયું નવ જાય. ૩૩ પછી સુદરશન કહાડીયું ક્રોધ કરી જુગદીશ, ત્યારે ત્રીશુળ તો લઇ રહયા, પોતે ઉમીયા ઇશ. ૪૫ એક લીધો પોઠીયો ને, એક લીધો ગરૂડ; ચાંચડીયે શીંગડીયે, વઢવા માંડ્યા અરૂડ. ૪૬ ત્રીશુળને સુદરશન વળગયા તે આવ્યાં અપટ ઘાય; ત્યાંથી જે ઉછળ્યા તે, આકાશ મારગ જાય. ૪૭ તેમાંથી અગની વરસે તે બ્રહ્માંડ બલે ખાય; શેશનાગ ઊકળવા લાગ્યો, ભાર નખમે ધરાય. ૪૮ રાઢ જાઢને મુકવો, તેમાંથી થાય કલ્યાણ, હસચઢીને બ્રહ્માજી આવ્યા; વિચારીને જ્ઞાન ૫૦

રાગ ધના શ્રી કડવા ૭૯

આ બેમાં કોને નં કુને, સાંભળો શીવ રાણછોડજી વીરોધને વેગળો મુકીને મુરેજગતના કોડજી. ૧ શંકર કહે છે કૃષ્ણને, તમો કયારઆવ્યા ભગવાનજી; હરીહરી બે કોટે વળગયા, દીધુ ઝાઝુ માનજી. ૨ શીવે કૃષ્ણને તાળા મારી; ઓ હયાની વીવેકજી, વઢનારા તો કોઇક હશે પણે આપણ એકના એકજી. ૩ કૃષ્ણે ચક્રને પાછું લાધું શીવે લીધું ત્રીશુળજી; બ્રહ્માએ આવી સમાધાન કીધું, થયુ પ્રશ્વાનું શુલજી. ૪ શીવે લઇને પાસે તેડયો, શોણીતપુરનો નાથજી; અલ્યા તુજને ભુજ આપ્યા માટે વઢવા આવ્યો મુજ સાથજી. ૫ વળી હોંશ હોય તો યુધ્ધ કરો. સામળીયાની સાથજી; મદ મતસર અહંકારથી મેં, ખોયા હજાર હાથજી બાણાસુર કહે હવે વઢુ તો, છેદે મારૂ શાશજી; બાણવળતા ચરણ ચાલ્યો, ભળો ઊમીયા ઇશજી વલણ. મેં ખોયા હાથ હજારને હવે શીર છેદાવું રે જેમ તેમ કરીને જાન તેડાવો, પછી કન્યાને પરણાવુ રે. ૮

રાગ સોહીણી કડવાં ૮૦

હરિહર બ્રહ્મા તમે મળ્યા, દુખ ભાગીયાંરે, ત્યારે દાનવનું શું જોર મળ્યા મન માનીયારે ૧ બ્રહ્મા વીસ્ણુ ત્રણ એક છે, દુખ ભાગીયારે, તેમાં તે વઢવાઢ મળ્યા. ૨ શાવે બાણ કુસણને નમાવિયો દુઃખ શરીર કુસણે ફેરવ્યો હાથ. મળયા ૩ કાપ્યા કરના પીડા મ.ટી. દુખ જયારે પ્રસન થયા જદુનાથ. મળ્યા. ૪ હવે ગરૂડને દ્વવારિકાં મોકલો, દુખી તેડાવો સઘળો પરીવાર મળયા, ૫ સાળ સહસ્ર એકસો આઠ પટરાણીઓ, દુખ તેનો તેડાવો પરીવાર, મળયા ૬ ગરૂડ પહોંચ્યો,

દવાસીકાં, હુખ તેડવા જાદવની નાર. મળયા તેડી છપન્ન કરોડની માનન, હુ ખ; તમો તેડા સઉ પરિવાર મળ્યા ૮ તે ગરૂડ ઉપર સઉએ ચઢયાં દુઃખ; ત્યા રે ગરૂડની પાંખ ભરાખ, મળ્યા. ૯ તેડી શોણીતપુરમાં આવાયાં, હુખ; આવી જાદવના સરવે નાર. મળયા ૧૦ જાનીવાસ આપ્યા મન માયારે હુખ. તમાં ઉ તરયા છપન કરોડ; ગળયા મન માનીયારે ૧૧ રાગ ઘોળ કડવાં ૮૧

પારવતિને પિયરનાં નોતરડાંરે. બેસણાં તો રૂડાં લાવજો પાથરણાંરે; તેડ વોને ઉડા ચાચળ અણાચળરે, તેડાવોને નિશ્ચાજળ વિનાચાળરે વર રાયને તા વખ શેળા થાયરે વન રાયને પાડી ત્યા ચોળાયરે. રાગ ગુજરી કડવાં ૮૨

કસણ કેરી ઘરૂણી નાદ્રા નવ પોઢશોરે, અનારૂધન તે લઇ સંચરો; રૂક્ષ્મણી જાગજુરે બળભદ્ર કેરી ઘરૂણી નિંદ્રા નવ પોઢશોરે, અનિરૂધને તે લઇ સંચરે; રેવંતા જાગજુરે. વાસુદેવ કેરી ઘરૂણી નીંદરા નવ પોઢશોરે, અનિરૂધને તે લ ઇ સંચરો; દેવકી જાગજુરે પ્રદયુમન કેરી ઘરૂણી નીંદરા નવ પોઢશોરે અનિરૂ ધને તે લઇ સંચરે; રૂતુમતી જાગજુરે. મહાદેવ કેરી ઘરણી નીંદરા નવપોઢશો રે; અનીરૂધ તે લઇ સંચરે, રૂતુમતી જાગજુ. મહાદેવ કેરી ઘરણી નીંદરાનવ પોઢશોરે; ઓખાબાઇને તે લઇ સંચરો; પારવતી જાગજુરે, ગણપતી કેરી ઘ રૂણી નીંદરા નવ પોઢશોરે, ઓખાબાઇને તે લઇ સંચરો; બુધબુધ જાગજુરે.બ- ણાસુર કેરા ઘરૂણી નીંદરા નવ પોઢશોરે; ઓખાબાઇન તે લઇ સંચરે; બાણા મતિ જાગજુરે. કંભાંડ કેરિ ઘરૂણી નીંદરા નવ પોઢશોરે, ઓખાબાઇને તેલા ઇ સંચરે; રૂપસ્તુ જાગજુરે. રાગ ઘોળ કડવાં ૮૩

હલહલ હાથણી શણગારીરે, હસ્તા ફરતી સોનાની અંબાડીરે; તેનાઉપર બેતે વરજીની માડીરે સોનેરી કાર કસુંબલ સાડીરે; નાથ ગાથ મોડ ભમરી ય ળો ઝળકેરે, સ્નોદકે વરને કરાવ્યુ સ્નાનરે; નની વીધના વસ્ત્ર પેહેરાવ્યા પ રીધાનરે; કનક બેરખા પાચીયો બાજુબંધને. અનુપમ ઉપન્યો આનંદરે, મુ ગટ મણીમય ધરયો અનિરૂધ શીશરે લળકે ઝળકે ઉદયજ જેવો દીશરે, કસ્તુ રીનું તીલક કરયુ છે ભાલે વળતી તેને ટપકુ કરયું છે ગોરે ગાલરે, હળીહળધ રનો જશ બોલો બધા જનરે; જાદવ સહિત શોભેછે જુગજીવનરે, સાતપાંચસે પારી શ્રી ફળ અપાયરે. રાગ દેશા ઘોડલીનાં કડવાં. ૮૪

અનીહાંરે અનીરૂધની ઘોડલી, ટેક અંતરીક્ષથી ઘોડી ઉતરીરે, પુજીએ કુ મકુમ ફુલ; ચંચળ ચરણે ચાલતીરે, એનું કોઇ ન કરી શકે મુલ. અનીરૂધ ની ઘોડલી મોરડે મોતી જડયારે, હીરા જડીત્ર પલાણ; રત્ન જડત્ર જેનાં પેંગ ડારે; તેના વેદ કરે છે વખાણ. અનીરૂધ અંગ જેનું અવનવું, ઝળકે તે ઝાક ઝમાળ; ઝમકે જેમ વાજણીરે; તન કંઠેછે ઘુઘરમાળા,અનીરૂધ ફદેવ દાનવમા નવારે, નેહ હરખ્યા તે સુંદર સ્યામ, થનક થનક ચાલતીરે; એનું પંચ કલ્યા

ણી છે નામ અનિરૂધ. ૪ રૂપવંતી ઘોડી ઉપરે, અનીરૂધ થયા અસ્વાર. પહીડે હળવે હાથિઆરે; ઉલટ અંગ ન માય; સુરિનર મુનિજન વારણેરે; આગળઈંદ્ર રહયા છડિદાર, અનિરૂધ. ૬ સનકાદિક શિર છત્રધરેરે નારદ વેણુવાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડેરે, આગળ વેદ બ્રહ્માય. અનિરૂદ્ધ. ૭ વાજાં છત્રીસ વાજતારે, નગર નગર અને પરદેશ; લોક સરવે જોવા મળ્યુ, શોણીત પુરના દેશ, અનિરૂધ ૮ રાયે નગર શોહરાવ્યુરે. શોહરાવિ છે વાટ; ધજા પતકા જળ હળેરે શોહરાવ્યા, શોણીતપુરનાં હાટ. અનિરૂધ ૯ દેવ સરવે ત્યાં આવિયારે, જસબોલ બંદિજન; જાચક કરે બહુ જાચનારે, જેને હરિ ટાળે નિરધન. અનિરૂધ ૧૦ ...મણ દીવો કર રૂક્ષમણીરે લુણ ઉતારે બની ધીર; ગાન કરેછે અપછરારે, ત્યા...ા જોવા ઇછે જદુવિર. અનિરૂધ ૧૧ એવી શોભાએ વર આવિયારે, તોરણ થાય વર રાય; સાળી છાંટે છાટણારે, મળી માનુની મંગળ ગાય. અનિરૂધ૧૨ ધુંસળ મુંસળ રવઇઓરે, સરિયો સંપટ ત્રાક; ઇડિ પીડિ ઉતારતારે, વરનું તિલક તાણ્યું નાક. અનિરૂધ. ૧૩ તાયે અપસરા ઇંદ્રનીરે, નારદ તુંમર વાય મધુરી વેણા વાજતિરે, એવો આનંદ ઓછવ થાય. અનિરૂદ્ધ ૧૪ પુંખવા આવી પ્રેમદાર, માથે મહ્યો મોડ; રામણ દીવો જળ હળેરે, રૂક્ષમણિએ વાહ્યો મોડ અનિરૂધ ૧૫ ગળે ચાર ધાલિ તાણિઆરે, આવ્યા છે મોંહરા માંય; આડા સુપડ દેવરાવિયારે, ત્યાં વરત્યો જેજેકાર. અનિરૂધ. ૧૬ ઘોડી ગાયને સાંભળે, તેને ગંગા કેરૂ સ્નાન; વાંઝિયો પામે પુત્રનેરે, નારધનીયો પામે ધન. ૨૦

રાગ ધોળ કડવા ૮૫

બાણાસુર પખાળે ચરણ, શોભા ઘણેરીરે; ત્યાંતો બાણમતી નામ વરૂણ શોભા ઘણેરી. ૧ ત્યાંતો પહેલુ મંગળ વરતાય, શોભા૦ પેહેલે મંગળ સોનાનાં દાન અપાય, શોભા૦ ૨ દાન લેઇ કૃષ્ણનો સંતાન, શોભા૦ ત્યાંતો બીજું મંગળ વરતાય, શોભા૦ ૩ બીજે મંગળ ધેનુનાં દાન અપાય, શોભા૦ ત્યાંતોત્રિજુ મંગળ વરતાય. શોભા૦ ૪ ત્રીજે મંગળ હસ્તીનાં દાન અપાય, શોભા૦ દાન લેછે કૃષ્ણ તણા સંતાન શોભા૦ ત્યાંતો ચોથું મંગળ વરતાય, શોભા૦ ચોથે મંગળ કન્યાનાં દાન આપાય. શોભા૦ ત્યાંતો વરત્યાંછે મંગળ ચાર, શોભા૦ ૭ આપે ગરથ સહીત ભંડાર; શોભા૦ લાવે બાણમતી કંસાર શોભા૦ ત્યાંતો પીરસછે ચારવાર સોભા૦ ૮ ત્યાંતો આરોગે નરનાર, સોભા૦ ત્યાંતો દુધડે સ્નાન કરાવે, શોભા૦ ૯ ચાર શોભાગ્યવંતા કહેવરાવે શોભા૦ ૧૦ ઓખા અનિરૂધ પરણીને ઉઠયાં, શોભા૦ ત્યાંતો સોમૈયે મેરૂ તુઠયા; શોભા૦ ધ૦

રાગ પરજ કડવા ૮૬

બાણાસુર ગોરવ નોતરે; સૌકો સાથ શુરે; સાથે જમણનિ શી રીત, હળધર ભ્રાતશું રે; શ્રી કૃષ્ણ પ્રદ્યુમ્ન હળધર ભ્રાતશું રે; તમે ગોરવ વેળા પધારજો

સૈકો આવજો રે સાથે માણસની શી રીત, ગમે તેનેલાવજોરે; વેવાણો ઘરમાં ગઇ, જ્યાં વરની માવડીરે, તેને કુમ કુમ રોળ્યા પાય, જઇ પાયે પડીરે, અનિરૂધની માવડી બોલિયાં રીત અમારડીરે, તમારી પરઠણજેહ, મોનલુ ગોરડીરોં ાણમતિ બોલીયાં રીત, અમારડીરે. ગોરવમનાવિને ચાલયાં મન શું માલત હાલહાલ કરે રસોઇ રાંધણ ચાલતારે. જાન બહુ પ્રકારની ગણતાં કાંઇ ન ન જાહુરે; કાંઇ વસ્તુ અનેક, ગણતાં સહુ કહુરે, જાદવ કરી જોડ, સઉકો સાથ શુરે; આવ્યા શ્રી કૃસ્ન માહારાજ, છપન કરોડશુરે. વેવાઇની વાત, કાંઇક રાં ભગીર;ભોજન કરવા ઠામ, જુગતીઓ ભલીરે. આગ્ના આપી રાય, સઉકો બેઠા થયારે; એતા સ્નાન કરી, મંદિરમાં ગયારે. સ્મરણ કીધું નાથનુ, બેઠા સણેરે; નવ જોબનવંતિ નાર, નિકળી પીરસણેરે. આખલીયા તકીયા ઘણા,ઝરાને લોટડારે; માહે બેસણ બહુ વિવેક, દીસે રુડડારે. બાવન પરની થાળી, શોનાના વાડકારે; પીરસનારી પ્રમાણ, જમનારા લાડાકારે ખાડ પકવાનના મેવા. બહુ ઘણારે. પુરણને દુધપાક; સાકરીયા ચણારે, ગોટા ગળ્યા તડબુચ આંબા સાખશુરે પીસ્તાને અખરોડ, દાડમ દ્રાક્ષશુરે. તલ સાંકળા મોળા દહીથરાં, શેવ છુટ કળીરે; ખોબલે પીરસે ખાંડ, મરકી બેવડીરે, ખાજાં જલેબીને વેડમી દળીયાં મશામશેરે; ઘેબરને મીતીચુરસુ, જમતાં સહુ હસેરે. મગદળને મેસુર પેંડા લાવીયારે; પકવાન બીજા અનેક, લાખડસી ભાવીયારે, ભાત બંધનો રાંધિયો, માંહે ખાંડ ભેળીરે, ગવરીનાં તાવ્યા ઘી શેવો ગળ ગળિરે. સેવ ગળી કંસાર, પોળી પાતળીરે; શોકરની મીઠાસ. આણ્યા કચાળ ભરિરે જમવા બેઠી નાર, જાદવનિ આપડિરે. માલપુવાને મન, ગળિ ગલ પાપડિરે જમવા કેરિ જુગતી, રસ કાતળિરે, તેના ઉપર વણી, પોળિ છે પાતળિરે. આરિયાં તુરિયાંને શાક સમારીયાંરે; કાલેરાં કંકોડાં પંડોળા એમ વધારિયાંરે મુળા મોગરિ મેથી મંદિર આણીયાંરે. મગ મઠ ચોળાને ગવાર શીંગશું આણીયાંરે, ઝાઝે સરસીયે વઘાર્યાં બહુ હીંગશુરે, આરિયું કોળું વડીનાંરાયતાઃ તીખાં તગતમાંરે છમકાર્યાં બહુ છાશમાં રાખ્યાં છમછમાંરે, અથાણાં બહુ ભાતનાં કેરિ કે શુરે આદુલીંબુશરસિયે કરમદા રાઇશુરે શિતળ જળ ફેરવોને, તરસ્યા પિયેરે કોડિયા ચલાણા માંહિઅથણાં લીયેરે, દાળ ભાત જમવ કઢાના સબડકોરે, તેના ઉપર સાદ. પાપડનો બરડકોરે, કમોદમાં કેશર ભેળી, સઉને જમેરે દાળ ચંપાનો છોડ આગમાં સહુ જમેરે; ધેનુની છાશો નીરમળ કુંવરનો કરમળારે, તેના ઉપર દહીને જીરાલુણ, જમતા કહો ભલેરે, લવીંગ સોપારી એળચી પાન સમારીયાંરે બીડલે બાસઠ પાન સઉને આપીયાંરે સાજન હતું શ્રી કૃષ્ણનુ તે સરવે જમ્યુંરે, ભણલા પ્રભુ રૂગનાથ એટલે વહાણું થયું. રાગ પહેરામણિનો કડવાં ૮૭

આપ્યું મુકયું સરવે પોકર્યું, કન્યાને વળાવો, માહારા નવલા વેવાઈઓ રથ ગાડાં પામરીયો, સઉ જાદવને બંધાવો માહરા નવલા વેવાઇઓ, પંચ વસ્ત્રને શણગાર તરે જમાઇને આપો; મહારા દક્ષીણનાં ચીર રાણીરૂક્ષમણીને આપોઃ માહારા જરી મુગટ લલ દોશાલા જાદવને તમે આપો મહારા સાળુવરચોળાંને બાટ ઘણેરાં સતી સતભામાને આપો, માહારા નવલા વેવાઇઓ પાટણની પટોળી રાણી જાંબુવતીને આપો; માહાર

